# સમર્પણ

(નાટકનાં ગાયનો તથા ટૂંકસાર)

ધી બી. જે. મેડીકલ સ્કુલ

અમદાવાદ.



: લેખક :

શ્રી ગીજુભાઇ વ્યાસ

પ્રકાશકો :

આર. એસ. દેસાઇ

જી. એમ. રાવલ

માનદ મંત્રીઓ, નાટ્યવિભાગ





બી. જે. મેડીકલ સ્કુલ.

અમદાવાદ.

કિં. ત્રણ આના

ૐ

બી. જે. મેડીકલ સ્કુલના વિદ્યાર્થીઓ તરફથી

નાટ્ય પ્રયોગ

# સમર્પણ

નાટકનાં ગાયનો તથા ટુંકસાર



લેખક:

શ્રી ગીજુભાઇ વ્યાસ.

પ્રકાશકો:

આર. એમ. દેસાઇ

જી. એમ. રાવલ

માનદ્ મંત્રીઓ: નાટ્ય વિભાગ.



સંવત ૧૯૯૭ સન ૧૯૪૧

ઠે. ભારતભૂવન થીએટર

અમદાવાદ.

# નિવેદન

## સુજ્ઞ મહાશય

પ્રતિ વર્ષે થતાં સોશીયલ ગેધરીંગમાં ગોઠવાતાં કાર્યક્રમમાં દરેક જણ જેમાં વધારેમાં વધારે રસ લે છે અને જેનું આકર્ષણ પણ બહુ જ છે તે અમારો હમેશની માફક ભજવાતો "નાટ્ય પ્રયોગ"માં જોનારને જેટલો આનંદ તેટલીજ ભજવનારને મુશ્કેલી. સૌથી મોટી મુશ્કેલી તો એ છે કે હાલમાં લેખકો એવા નાટકો નથી લખતા કે જે એમેચ્યોર્સ ભજવી શકે. ગણ્યા ગાંઠ્યા બે ત્રણ નાટકો લખાયેલ છે પણ તે ભજવવામાં પણ પુરતી મુશ્કેલી ઉભી જ છે. જેથી અમારે ભજવાઈ ગયેલાં નાટકોનો આશરો વારંવાર લેવો પડે છે. શરૂઆતમાં અમોએ શાહજહાન નામનો નાટક ભજવવાનો વિચાર કરેલ, પણ એને સજાવવા માટે અમારી પાસે પુરતાં સાધનો ન હતાં તેથી તે વિચાર ફેરવી "સમર્પણ" નામનું નાટક ભજવવાનું નક્કી કર્યું. આ નાટકના લેખક રાજકોટના વતની રા. રા. ગીજુભાઈ વ્યાસ (પિયુ-ષપાણી) છે. અને આ નાટક ભજવવાની પરવાનગી આપવા માટે અમો તેમનો આભાર માનીયે છીએ.

હાસ્ય–વિભાગ માટે આર્યનૈતિક નાટક કંપનીવાળા રા. બાબુ-ભાઇ ઓઝાએ મૂળ લખાણ આપવા બદલ તથા તેમાં સુધારા વધારા કરવા માટે પરવાનગી આપવા બદલ અમો તેમનો આભાર માનીએ છીએ. આ સુધારા વધારા કરી મૂળ લખાણને હાસ્યની છોળો ઉડાવતું બનાવવા માટે ડૉ. બાવીશી તથા ડૉ. વસાવડાના અમો ઋણી છીએ. આ પ્રહસન વિભાગમાં કોઇપણ વર્ગ ઉપર કટાક્ષ ફેંકવામાં આવ્યો નથી. ફક્ત નિર્દોષ ભાવોએ હસાવવાના હેતુની કલ્પના માત્ર છે.

ગમે તે કારણ હોય પણ વિદ્યાર્થીઓનો ઉત્સાહ આ વખતે

કંઈક ઓછો છે, છતાં જે જે વિદ્યાર્થીભાઇઓએ આ પ્રયોગ સફળ બનાવવા મહેનત લીધી છે તેઓનો અમે આભાર માનીએ છીએ. આ નાટકમાં ઘણી ત્રુટીઓ પ્રેક્ષક વર્ગને લાગશે પરંતુ અમે ફક્ત એમેચ્યોરજ છીએ એમ ધારી દરગુજર કરશો એવી આશા છે.

આ નાટક ભજવવામાં ડૉ. બી. એચ. પંડ્યા, ડૉ. ડી. કે. શુકલ, ડૉ. એચ. કે. મ્હેતા ત્યાં ડૉ. બી. એચ. પારેખે પોતાના અમુલ્ય સમયનો ભોગ આપી જે મદદ આપી છે તે ખાતર અમો તેમના ઋણી છીએ.

આ નાટકનું ડીરેકશન શ્રી. લાલજીભાઇ નંદાએ કર્યું છે. એમે-ચ્યોર્સ સાથેનો એમનો મળતાવડો સ્વભાવ અને શીખવવાની એમની લાગણીની અમે કદર કરીએ છીએ. એજ રીતે સંગીત વિભાગ માટે શ્રી. સોમનાથ પટપટની મહેનત અમે ભુલી શકતા નથી.

સ્ટેજ ડીરેકશનમાં ડૉ. ભાનુભાઈ નાણાવટીની ગેરહાજરી અમને બહુંજ સાલી છે, તેને સફળ બનાવવામાં ડૉ. સી. જી. મહેતા તથા ડૉ. આર. આર. દોસીએ જે મહેનત ઉઠાવી છે તે બદલ અમે તેમના રૂણી છીએ.

**સી. આર. એસ. દેસાઈ**
**જી. એમ. રાવલ**
**નાટ્ય વિભાગ–માનદમંત્રીઓ.**

# સ મ ર્પ ણ

## પાત્ર પરિચય

### પુરૂષ પાત્રો

| | | |
|---|---|---|
| નૌતમકાન્ત | એક ધનાઢ્ય | ડો. બટુકરાય પંડ્યા |
| સોહાગ | તેનો નાનોભાઇ | શ્રી નવીન આચાર્ય |
| યજ્ઞેસ | એક સોલીસીટર | શ્રી મુકુંદ બધેકા |
| મલય | તેનો મીત્ર | શ્રી અજીત ઓઝા |
| શીરીષ<br>મુકુલ } | નૌતમકાન્તના<br>પીત્રાઇઓ | શ્રી પુણ્ડરીક દેસાઈ<br>શ્રી. વી. પી. શાહ |
| પર્પટ શાસ્ત્રી | | શ્રી. બી. એમ. જાદવ |
| અંજન | યજ્ઞેસનો નાનોભાઇ | શ્રી. કે. એસ. મલેક |
| કૌશીક | નૌતમકાન્તનો પુત્ર | શ્રી. રતીલાલ તન્ના |
| પોલીસ<br>અમલદારો } | | શ્રી પી. એમ. શાહ<br>શ્રી એન. એસ. જાની |
| એક શખ્સ | | શ્રી એસ. એન. દાવડા |
| બીજો શખ્સ | | શ્રી નટુ પંડ્યા |
| ભૈયો | | શ્રી શશિકાન્ત હાથી |

### સ્ત્રી પાત્રો

| | | |
|---|---|---|
| મનોરમા | નૌતમકાન્તની પત્ની | શ્રી ભાસ્કર પોટા |
| તીલોતમા | સોહાગની ભાવિ પત્ની............. | |

મંગળાચરણ— { મીસ લીલા માનકામે<br>મોસીસ લીલા શર્મા<br>મીસ બાનુ આર્યા

## પ્રહસન વિભાગ

પુરુષ પાત્રો

| | |
|---|---|
| ડૉ. દીલખુસ | ડૉ. કે. ડી. બાવીશી. |
| દામો કમ્પાઉન્ડર | સીજેવી |
| દર્દી | શ્રી. એમ. એસ દેશાઈ |

## સ્ત્રી પાત્રો

| | |
|---|---|
| નર્સ દુલારી | શ્રી અખ્તર |
| શારદા | ડૉ. વી. એસ. દેસાઈ |
| **સ્ટેજ મેનેજર** | **ડાયરેક્ટર** |
| ડૉ. સી. જી. મહેતા | શ્રી લાલજી નંદા |
| ડૉ. આર. આર. દોસી | |

## મ્યુઝીક પાર્ટી

શ્રી. સોમનાથ પટપટ (શક્તિ સંગીત વિદ્યાલય)
શ્રી. મણિભાઈ ઠાકર

| મદદનીશો. | પ્રોમ્પ્ટર્સ |
|---|---|
| શ્રી. લકી માંકડ | ડૉ. એચ. કે. મહેતા |
| શ્રી. રાજેન્દ્ર બક્ષી | શ્રી. રમેશ ભટ |
| શ્રી પ્રવીણ ઓઝા | શ્રી. એફ. જી. અંતાણી. |

રમણીક દેસાઈ
જી. એમ. રાવલ
માનદ મંત્રીઓ
નાટ્ય વિભાગ.



# " નાટકનો ટુંક સાર "



## અંક ૧ લો

---

### મંગળાચરણ.

સ્થળ : **નૌતમકાન્તનું દીવાનખાનું**

**પ્ર. ૧ લો**—નૌતમકાન્તને ત્યાં શરદોત્સવની તૈયારીને અંગે કૌશીક, સોહાગ અને મનોરમા તૈયાર છે ત્યાં નૌતમકાન્ત પ્રવેશ કરે છે. ઉત્સવ પ્રસંગે મનોરમાને નૃત્ય કરવા માટે સમજાવવું. કુળની આબરૂ ઉપર વીચાર કરતી મનોરમા હઠે ચઢેલા નૌતમકાન્તને પોતાથી નૃત્ય નહિ થઇ શકવા બાબત કહેવું. પોતાનું ધાર્યું ન થવાથી નૌતમકાન્ત તેના ઉપર ગુસ્સે થાય છે ત્યાં સોહાગ મોટાભાઈની કીર્તીની ગણુના કરતા પત્રો લઇ દાખલ થાય છે. ઉત્સવના મહેમાનો આવતાં નૃત્ય શરૂ થાય છે. નૌતમકાન્તની શીરીષ તથા મુકુલ સાથે સોહાગના સંબંધની વાતચીત અને મનોરમાને યજ્ઞેશને બોલાવી દેવાનું કેહવું, યજ્ઞેશ આવતાં, તે, " પોતાને જ હાથે બળીદાન અપાશે " એવી ચીંતામાં પડેલી મનોરમાનું ભાષણ સાંભળી દુઃખ અનુભવે છે. અને તીલોતમાનો સંબંધ સોહાગ સાથે કરવા પોતાની ના મરજી દેખાડે છે. નૌતમકાન્ત અને યજ્ઞેશ વચ્ચે તીલોતમા અને સોહાગના વીવાહ બાબત ગરમ ચર્ચા. યજ્ઞેશ ચોકખી ના સંભળાવે છે. નૌતમકાન્ત પોતાનું અપમાન ગણી યજ્ઞેશને પોતાના ઘરની બહાર કઢાવે છે.

## સ્થળ : ડૉ. દીલખુશનું દવાખાનું

**પ્ર. ૨ જો**—નર્સ દુલારી દામા કમ્પાઉન્ડરને કહે છે કે પોતે નર્સના ધંધાથી કંટાળી છે. સાત સાત વર્ષથી દવાખાનું ખોલી બેઠેલા ડૉ. દીલખુશને પ્રેકટીસ ચાલતી નહિ હોવાથી પેટન્ટ દવાઓની શોધ કરે છે. જાત જાતની દવાઓની જાહેર ખબર કરવા ઉપર પોતાનો અણગમો બતાવે છે. ત્યાં નર્સને જોવા માટે એક દર્દી દુઃખાવાનું ખોટું બ્હાનુ કાઢી દવાખાનામાં આવે છે. ચક્કર ડૉકટર જેમ આવે તેમ તપાસે છે. દર્દી કંટાળી ચાલ્યો જાય છે.

## સ્થળ : યજ્ઞેશનો ભુવનખંડ

**પ્ર. ૩ જો**—તીલોતમા ચીત્ર ચીતરવામાં મશ્ગુલ છે ત્યાં યજ્ઞેશ અને મલયનું પ્રવેશવું તીલોતમા પોતાનો સોહાગ સાથે વીવાહ કરવાનો નીશ્ચય જણાવે છે. યજ્ઞેશનું આ સાંભળી ગુસ્સે થવું. ત્યાં શીરીષ અને મુકુલ નૌતમકાન્તનો પત્ર લઈ દાખલ થાય છે. પત્ર વાંચી તીલોતમા પણ ગુસ્સે થાય છે. અને પોતાને નૌતમકાન્ત તરફથી મળેલો હીરાનો હાર પાછો આપી દેવા યજ્ઞેશને કહે છે. પાછળથી સોહાગની ચીઠી મળવાથી તીલોતમા સોહાગને મળવા જાય છે. હાર લઈ પાછા આવતાં યજ્ઞેશ તીલોતમાને ન દેખવાથી શીરીષ, મુકુલનો પ્રપંચ હોવાનું અનુમાન કરે છે અને મલય અને અંજેનને તેમની પાછળ મોકલે છે.

## સ્થળ : સોહાગનું એકાન્ત સ્થળ

**પ્ર. ૪ થો**—સોહાગ અને તીલોતમા વચ્ચે પ્રેમ વાર્તાલાપ. નૌતમકાન્તની પ્રયુક્તિથી દોરવાએલ સોહાગ તીલોતમા પાસે ઓટોગ્રાફની માગણી કરે છે! તીલોતમા પ્રપંચ સમજી જઇ ઓટોગ્રાફ આપવા સાફ ના કહે છે. પ્રપંચમાં ન ફાવતાં બળજબરીથી ઓટોગ્રાફ લેવા ઇચ્છતા નૌતમકાન્તને મનોરમા આવી ફીટકાર આપે છે. નૌતમકાન્ત, મનોરમા સામે પીસ્તોલ તાકે છે. ત્યાં તીલોતમાની

શોધ કરવા નીકળેલા મલય અને અંજન આવી પહોચતાં તેની ચાલબાજી ઉંધી વળે છે.

સ્થળ : **એલેકસી ગાર્ડનના રસ્તો**

**પ્ર. ૫ મો**—યજ્ઞેશને મલય સાથે પર્પટ શાસ્ત્રીનો રમુજી વાર્તાલાપ અને યજ્ઞેશને તીલોતમાનો વીવાહ મલય સાથે કરવા પર્પટ શાસ્ત્રીનું કહેવું. સોહાગનું છુપી રીતે આ વાર્તાલાપનું સાંભળવું. જુનો ખતપત્ર યજ્ઞેશ મલયને વંચાવે છે. નૌતમકાન્ત તે જોઇ જાય છે અને શીરીષને એ ખત પત્ર મેળવી લાવવા કહે છે. મલય તીલોતમાનો વીવાહ સોહાગ સાથે થાય તેમ ઇચ્છે છે. અંતે યજ્ઞેશને પીસ્તોલથી ઘાયલ કરી શીરીષ ખત પત્ર મેળવે છે.

**પ્ર. ૬ ઠ્ઠો**—નર્સની પાછળ પાગલ બનેલો દર્દી વળી પાછો દવાખાને આવી દામા કમ્પાઉંડરને મદદ કરવા વીનવે છે. દામો તેને ધમકાવી કાઢી મુકે છે. ત્યાં દીલખુશ દાકતર આવે છે અને નર્સની લાયકાત વાસ્તે વાર્તાલાપ કરે છે, દુલારી physical examination થી કંટાળી રીસાઇને ચાલી જાય છે. ડોકટર, દામાને તેણીને તેડી લાવવા મોકલે છે.

સ્થળ : **નૌતમકાન્તનું ભુવન**

**પ્ર. ૭ મો**—શીરીષ નૌતમકાન્તને ખતપત્ર આપે છે. શાસ્ત્રી, મુકુલ અને સોહાગ વ્હેમાએલા નૌતમકાન્તને એવું ઠસાવે છે કે—મનોરમાની હસ્તીથી ઘરમાં નુકસાન છે. બધું સાચું માની નૌતમકાન્ત, મનોરમાને ઘરમાંથી અલંકારો ઉતારી ચાલી જવાનો હુકમ કરે છે. પોતાની વીનવણીમાં ન ફાવતાં મનોરમા પોતાના ઘરેણાં ઉતારી પીએરને પંથે પડે છે.

**ટેબ્લો.**

**અંક ૧ લો સમાપ્ત**



# અંક બીજો

## વેશ પહેલો.

સ્થળ : યજ્ઞેશનું મકાન

અંજન અને કૌશીક વચ્ચેનો વાર્તાલાપ અને તેમાં અંજન કૌશીકને જીવનમાં સમાનભાવ, એકાગ્રતા અને પ્રેમ કેળવવા સલાહ આપે છે. તીલોતમા મનોરમાને તબીયત સંભાળવા અને આરામ લેવા સમજાવે છે. તીલોતમા અને મનોરમા વચ્ચે ગૃહજીવનનો વાર્તાલાપ. યજ્ઞેશ દાખલ થાય છે અને મનોરમાને જોઈ અચંબો પામે છે અને તેની તબીયત સંભાળવા કહે છે. ત્યાં મલય આવે છે અને પેલો ખતપત્ર નીતમકાન્ત પાસે હોવાની ખાત્રી આપે છે. કૌશીક આ વાર્તાલાપ સાંભળે છે અને તે ખતપત્ર લાવી આપવા મનમાં દૃઢ નિશ્ચય કરે છે. યજ્ઞેશ અને મલય વચ્ચે તીલોતમાની વીવાહ સંબંધની વાતચીત થાય છે અને તીલોતમાનું લગ્ન જરૂર થશે તેની મલય ખાત્રી આપે છે ત્યાં સોહાગ દાખલ થાય છે અને તીલોતમાના હસ્તની માગણી કરે છે. યજ્ઞેશ તેને ના કહે છે આથી સોહાગ, મનોરમા આ બધાનું કારણભુત છે તેમ માની મનોરમા ઉપર ગુસ્સે થઈ ચાલ્યો જાય છે.

સ્થળ : નર્સ દુલારીના ઘર પાસેનો રસ્તો

પ્ર. ૨ જો—ધામા નાખીને પડેલા દામાથી નર્સ ખુબજ કંટાળી જાય છે. બન્ને જણાં રસ્તા ઉપર વાતો કરતાં જણાય છે. નર્સના ગયા પછી દવાખાનું નહિ ચાલવાથી ડોકટરે લારી દવા-

ખાનું શરૂ કરેલ તે લારી લઇ ફરતા ડૉકટર આંવી ચડે છે. ડૉકટરને બનાવવાના હેતુથી દામો દુલારીને તબીયત બતાવવા આવવા કહે છે દુલારી લાજ કાઢી આવે છે એટલે દાક્તર ઓળખી શકતો નથી. છેવટે કાલે નવ વાગે મળવા આવવાનું આમંત્રણ દુલારીનું મળે છે. એટલે બંને જણા આનંદમાં આવી જાય છે.

## સ્થળ : ટેનીસ કોર્ટ તરફ વળતો માર્ગ

**પ્ર. ૨ જો**—મલય તીલોતમાને સોહાગ પ્રત્યે આડાઈ ન કરતા સારી રીતે વર્તવા કહે છે નૌતમકાન્તના વીચારથી જો સોહાગ મુક્ત થાય તો પોતે તેમ કરવા તૈયાર છે તેમ તીલોતમા કહે છે. અચાનક સોહાગ આવી તીલોતમા સાથે અથડાય છે. તીલોતમા મલયને ચાહે છે તેવો આક્ષેપ સોહાગ તેની ઉપર મુકે છે. બન્ને પોતાના મત ઉપર મક્કમ હોવાથી ખીજાઈ સોહાગ ચાલવા માંડે છે તીલોતમા તેનો હાથ પકડે છે પણ સોહાગ તે તરછોડી ચાલ્યો જાય છે.

## સ્થળ : નૌતમકાન્તનું શયન ખંડ

**પ્ર. ૪ થો**—આંતરજીવનનો સાગર ડોળતા નૌતમકાન્તનું મનોમન્થન છે. છેવટે પોતે ન ફાવે તો તીલોતમાનું વીચ્છેદન કરવાનો નિશ્ચય કરે છે ત્યાં શીરીષ મુકુલ આવી ખબર આપે છે કે યજ્ઞેશ તીલોતમાનો વીવાહ મલય સાથે કરવાનો વીચાર કરે છે નૌતમકાન્તને બળતામાં ઘી હોમાય છે. પાછળથી એકાન્ત મળતા કૌશીક ખતપત્ર ચોરી જાય છે. નૌતમકાન્તને જાણુ થતાં શીરીશને એ ખતપત્ર લાવી આપવાનું સોંપે છે.

## સ્થળ : ડૉકટરનું ઘર

**પ્ર. ૫ મો**—ડૉકટરને ઘેર નરોતમ શેઠ કે જે ડૉકટરના પીતાના મીત્ર છે તે પોતાની દીકરી શારદાને લઇને આવે છે, સગપણ કરવા માટે ડૉકટરને કહે છે. ડૉકટરને છોકરી ગમતી નથી એટલે Syste-

metic examination કરે છે. નરોતમ બીજાઇ જાય છે અને આ રીતે ડોકટર છુટી જવા માગે છે.

સ્થળ : **દરિયા કિનારો**

**પ્ર. ૬ ઠો**—સંધ્યાદેવીનું નીરીક્ષણ કરતાં સોહાગ અને તીલોતમા બન્ને એક બીજાને મળી જાય છે. રસ્તા બાબતનો વાદવીવાદ થતાં તીલોતમા ચાલી જાય છે. તીલોતમાને કચડી નાખવાના હેતુથી નૌતમકાન્ત તીલોતમા સાથે મોટરનો એકસીડેંટ કરે છે. મલય અને યજ્ઞેશ અને પોલીસ અમલદાર આવી પહોંચતાં નૌતમકાન્ત પોતેજ અકસ્માત કર્યો હોવાનું કબુલે છે. જામીન ઉપર નૌતમકાન્તને છોડવા વાસ્તે યજેશ અને મનોરમા જામીન થવા તૈયાર થાય છે. અભીમાની નૌતમકાન્ત તેનો અસ્વીકાર કરે છે. સોહાગને મોટાભાઇની આનીતી ખુંચે છે અને તેને ઠપકો આપે છે. નૌતમકાન્ત વીચારના વમળે ચડે છે.

સ્થળ : **યજ્ઞેશનું મકાન**

**પ્ર. ૭ મો**—અંજન કૌશીકને ચોરી ન કરવા શીખામણ આપે છે. યજ્ઞેશ અને મલય વચ્ચે નૌતમકાન્તના ઘમંડનો વાર્તાલાપ યજ્ઞેશ મનોરમાની તબીયત બગડતી જોઈ તેને સંભાળ લેવાનું કહે છે, ક્ષયથી પીડાતી મનોરમા પોતાના પતીની આજ્ઞા લઇ હીમાલય તરફ ચાલી જવા ઇચ્છા પ્રદર્શીત કરે છે. છુપી રીતે શીરીષ, મુકુલ ખતપત્ર લહેવા આવે છે. પણ કૌશીક, અંજન તેમને પકડી પાડે છે. ખતપત્ર શીરીષના હાથમાંથી પડી જાય છે.

ટેબ્લો.

**અંક ૨ જો સમાપ્ત**



# અંક ત્રીજો

---

સ્થળ : **નૌતમકાન્તનું મકાન**

**પ્ર. ૧ લો**—નીરવતાથી છવાઈ રહેલા નૌતમકાન્તના આવા-સમાં પશ્ચાત્તાપ કરતો શીરીન ઘરેણાની પેટી પોતાની સાથે લઇ જાય છે—એ વીચારે કે ભલે તેના ઉપર ચોરીનો આરોપ આવે પણ આટલા ઘરેણા સચવાઇ રહેશે. નૌતમકાન્તનો પોતાના પુર્વ જીવનનો પશ્ચાત્તાપ ત્યાં મનોરમા હીમાલય જવા વાસ્તે નૌતમકાન્તની આજ્ઞા લેવા આવે છે. ઉભરાતાં હૈયે નૌતમકાન્ત આજ્ઞા આપે છે. મનોરમાના ગયા પછી નૌતમકાન્ત પ્રાયશ્ચીત વાસ્તે તેની પાછળ જવા પોતાની ઇચ્છા સોહાગને કહે છે. સોહાગ તેને રોકી રાખતાં, નૌતમકાન્તની વીહવળતા.

સ્થળ : **ડોકટરનું ઘર**

**પ્ર. ૨ જો**—જેમ તેમ કરી સમજાવી નર્સને પાછી આણી છે. દુલારી લગ્ન કરો તોજ રહીશ એમ કહે છે. ડોકટરને લગ્નનું બંધન ગમતું નથી. એટલે દુલારીને સમજાવે છે કે લગ્નમાં શું ફાયદો છે.

છેવટે દુલારી જીતે છે. ત્યાં નરોતમ શેઠ આવે છે અને ડોકટરને વચન આપવા બદલ ઠપકો આપે છે. પછી ડોકટર યુકતીથી સમજાવી દામા સાથે શારદના લગન કરાવી આપે છે. લડાઇમાં જવા વાસ્તે કરેલી અરજીનો જવાબ આવે છે કે એકદમ આવો. દામો તથા ડોકટર લડાઇમાં જાય છે.

સ્થળ : **યજ્ઞેશનુ ભુવનખંડ**

**પ્ર. ૩ જો**—તીલોતમા અને સોહાગ વચ્ચે પ્રેમની પરાકાષ્ટા અને એકબીજાની લગન ગ્રંથથી જોડાવવાની કબુલાત. મનોરમા ને

મલયનું ખુશ થવું. મનોરમાનો કૌશીક સાથેનો કરૂણ વીદાય વાર્તાલાપ નૌતમકાન્તે આવી મનોરમા સાથે જવા પોતાનો નીશ્ચય જાહેર કરવો. મનોરમા તેમ ન કરવા વીનવે છે. પોલીસ અમલદાર શીરીષ મુકુલને પકડી મુદ્દામાલ સાથે દાખલ થાય છે નૌતમકાન્ત શીરીષને બીન ગુનેગાર ઠરાવે છે. છેવટ સોહાગ તથા તિલોતમાનો હસ્તમીલાપ અને તેમને આશીર્વાદ આપી નૌતમકાન્ત તથા મનોરમાનું વીદાય દ્રશ્ય.

ૐ શાંતિ શાંતિ શાંતિ

સમાપ્ત



# અંક પહેલો

## ગાયનો

### મંગળાચરણ

(૧)

તું આધાર, તું કીરતાર.
આ સચરાચરનો તું સાર.......તું આધાર.

પરમ મંત્ર પરમ યંત્ર.
પરમ જગ પવિત્ર તંત્ર.

પરમ ગમ અગમ રહસ્ય.
સર્વ પરમતાનો પાર.
નીર્વીકલ્પ નીર્વીકાર.......તું આધાર.

(૨)

સોહાગ    શોચ સમજ મન મીત પીયરવા.
સદ્દગુરૂ નામ કરે સુમરનવા....શોચ.
ઘડીઘડી પલપલ ઉમર ઘટત સબ.
અજહુ ચેત મતી મંદ ચતુરવા....શોચ.

(૩)

ભીખારી    દીનન દુઃખહરન દેવ.
સંતન હીતકારી........દીનન.
અજામીલ ગીધ વ્યાધ્ર.
ઉનમેં કહો કોન સાધ.
પંછાંકો પર પદાત.
ગણીકાકો તારી........દીનન.

(૪)

નૃત્ય    મારૂં રૂમક ઝુમક ઝાંઝર ઝમકે.
હું તો લાજી મરૂં ઠમકે ઠમકે........મારૂં
નભને ચોકે ચંદની ચમકે.
જ્યોતિ ભર્યું મારૂં ઝાંઝર ઝમકે.
એની ઘુઘરી છમ છલબલ ઝમકે........મારૂં
બ્હેન સાહેલી કાં ગરબે ઘુમતાં.
ઝણ ઝણના ઝાજરીણુ ઝમકે.
હું તો છુપી ધુપ નહીં ભર ઘુમટે........મારૂં

(૫)

દુલારી — હું છું દુલારી જોબન મતવાલી.
આંખ ઈશારે કંઇકને નચાવું.
કંઈક ભરે પાણી..........હું છું દુલારી

દરદ અમારૂં કોઈ ન જાણે.
મનમાં હું મુંઝાતી.
પારખનારો કોઇ મળે તો
આપું રસની લ્હાણી..........હું છું દુલારી

(૬)

દામો — દર્દી કાહેકો હોત ઉદાસ.
તું કહે દે મનકી બાત....દરદી.
ઉઠઉઠ દરદી કેઈસ કઢાલે.
છોડ દે ખટપટ દરદ મીટાલે.
જા ડાકટરકી પા........સ....કાહે કો હોત.

ડોકટર — નાડ બતાલે જીભ દીખાલે.
દમ લે દરદી પેટ બતાલે.
બાર આના તું છોડદે દર્દી.
જા દામાકી પા........સ....કાહે કો હોત.

દામો-ડોકટર—ખાટું તીખું મતખા દરદી.
ખ્યાલ રખેગા લગે ન શરદી.
જા દુલારી પા........સ....કાહે કો હોત.

દર્દી — મારી નાખ્યા મારા બા....પ....દર્દી

(૭)

તિલોત્તમા ઉગ્યો ચાંદલીયો આભ અટારી.
અમૃત વર્ષાવતો વિશ્વના ચોકમાં.....ઉગ્યો.

અમૃતના ભરી ભરી ખોબલા.
આપે રોહીણી નાર.
ચંદ્રદેવ એ ભરી ભરી માનવ.
અમૃત વર્ષાવતો વિશ્વના ચોકમાં....ઉગ્યો.

સ્વાતી જળનાં બિંદુઓએ.
મહેરામણુના મોતી થયાં.
કેળ થયાં એ કપુર સોરીંગ.
અમૃત વર્ષાવતો વિશ્વના ચોકમાં....ઉગ્યો.

(૮)

મલય નાંહી આયે શ્યામ સુંદરવા.
નીશદીન બાંકો ચરણુ પડતહે.
ઢુંઢત મેં ઘનશ્યામ સુંદર....નાંહીં આયે.

(૯)

દામો...........શોધી લાવું દુલારી.
થાય ભલે આ જાન ખુવારી....શોધી.

ડોકટર...........પોળ પોળ તું ઢુંઢી વળજે.
ઘર ઘર જોજે બારી.
પુછજે જઇ ખડકી ખાંચામાં.
ક્યાં છે નર્સ દુલારી....શોધી.

દામો............હું દામો ના પાછો પડતો.
લેજો મનમાં ધારી.
ખાધું નીમકમેં આપતણું તો.
જીંદગી આપું સારી....શોધી.

ડોકટર............જોતાં વેંત ચરણુમાં પડજે.
કહેજે આવો દુલારી.
લાવી દે મુજ જીવન નૈયા.
દઇશ પગાર વધારી....શોધી.

(૧૦)

ખેડુત તથા હે હેં ઉમટયાં વાદળીયાં ખેહુત.
ખેડુત સ્ત્રી ખેતર ખેડો ખેતી કરવા.
પાકની તૈયારી કરવા...............હે....હે.

શીયાળે જી થર થર કંપે
કામળ લાવો તાપ જગાવો.
પાકની તૈયારી કરવા...............હે....હે.

ઉનાળો લુ ઝરે મજા.
વનના પંખી થર થર કંપે.
પક્ષી ખરના પાનજ કંપે.
ફાગ મહીનો ઓરો આવ્યો.....હે....હે.

# અંક બીજો.

(૧૧)

તિલોત્તમા—ધન્ય જીવન તેનું આ જગમાં.
સુખ દુખ સમાન જેને મનમાં....ધન્ય.

પ્રેમ પ્રેમ જેના અંતરમાં.
રૂધીર વહે જ્યાં ત્યાગનું તનમાં....ધન્ય.

ધર્મ કર્મ જ્યાં દયા દાન જ્યાં.
વિનય સત્ય ને સમાનતાં જ્યાં.
રહ્યો રાગી જે પરબ્રહ્મમાં....ધન્ય.

(૧૨)

ડોકટર મને આવે આવે ઉમળકા આજ.
કયારે પડશે આવતી કાલ........મને.

દર્દીને એ કામણુ કરતી.
દ્રષ્ટિ મળતાં આંખો હસતી.
દીલમાં મળવું મળવું થાય....મને.

દામો પગલું ભરજો જોઈ વિચારી.
વેચાઇ જાશે આપણી લારી.
લેજો ધીરજથી આકાજ........મને.

ડોકટર આજ સુધી અમે સાથે રહેલાં.
વાત વાતમાં જુદાં પડેલા.
કહેશો કયારે ભેગા થવાય....મને.

(૧૩)

મલય — ક્યાં છે મજા? દુનીયામાં ક્યાં છે મજા?
ક્યાં છે મજા? ક્યાં છે મજા?
રસની છોળો નહીં ઉભરાતી.
સાર વીનાની વાતો કરતી.
હૈયું નવ પારખતી..............ક્યાં છે મજા?

(૧૪)

તિલોત્તમા — લગ્ન જીવનની ખરી સમશ્યા
કોઇ ન પામે પાર.
દેહ દેહનાં નહીં સમર્પણ.
એ જીવન શું સાર...........લગ્ન.

ધરી પ્રેમ ચેતના સાધે.
જ્યારે જીવન પંથ જાગે.
દેહ અપુરણ દેહી પામશે.
મળશે એકાકાર.
ધન્ય એ લગ્ન જીવનનો સાર.....લગ્ન.

(૧૫)

શારદા — રાજા તારા ડુંગરીયા પર
બોલે ઝીણા મોર....રાજા.

મોર બોલે રે બોલે રે બપૈયા.
કોયલડી કરતી કીશોર....શોર....રાજા.

(૧૬)

**સોહાગ**

મય બીનકે તાર બજાઉ.
તું જીવનકી નાવ બનું મય.
સાગર પટ બન જાઉં.
પ્રેમ સુકાન ધરી જગતમેં.
જીવન સાથ પુરાઉં....મંય.

બીન બને તું તાર બનું મેં.
પ્રેમકે ગાન ગજાઉં.
તાર તુટેના બનકે અપને,
સુરસે સુર મીલાવું....મંય.

(કોપી રાઇટ યંગ ઇન્ડિઆ)



# અંક ત્રીજો

(૧૭)

નોતમકાન્ત — મારો જીવન પંથ ઉજાળ.
બહુ ભુલ્યો હું જીવનવનમાં.
આખર થયો ઉદાસ....મારો.

ધન, કીર્તી મહેલાતો પાછળ.
ભાન ભુલ્યો હું અંધ બની.
ઉઘડયાં આજે નયનો મારાં.
મારગ એક બતાવ....મારો.

ભોળાં પત્ની બાળક છોડી.
એકલડો હું સફર કરૂં.
કિસ્મતમાં બસ હવે રહ્યાં છે.
આંસુ અને નિશ્વાસ....મારો.

(૧૮)

તિલોત્તમા — ભ્રમર ચહે અધીકાર ડંખના.
કુસુમ સહે પરીતાપ શાને ?....ભ્રમર.

સોહાગ — સભર ભર્યા સુમનો રસથીએ
કળીને તૃષાનો સ્વાદ શાને ?....કુસુમ.

તિલોત્તમા — પ્રેમ સુધાત્યાં મોહ તૃષા ત્યાં.
કોણુ નથી મોહ્યું મળતાં જ્યાં.

સોહાગ — પછી ડંખ શું પરિતાપ શું.
નહીં અનુરાગ વિના સુરતા જ્યાં....કુસુમ.

(૧૯)

ડોકટર-દામો—નથી ગમતું હવે હીંદુસ્તાનમાં.
છુટી આપો તો જઇએ લડાઈમાં....નથી.

દુલારી-શારદા-સુખે સીધાવો સ્વામી તમે સાથમાં.
જલદી જીતીને આવો આ લડાઇમાં....નથી.

દામો— વિકાસગૃહમાં ભણાવા જાજો.
હુન્નર ઉદ્યોગ શી ખીલ્યો.

ડોકટર— સાત વર્ષમાં ન આવીયે તો,
ઘર બીજાનાં માંડી લ્યો....નથી.

દામો— એરોપ્લેનમાં ઉડતાં ઉડતાં.
બોમ્બ નીચે ગરકાવી શું.

ડોકટર— સામે થાશે જો કદીએ તો.
ઉભી પુંછડીએ ભાગીશું....નથી.

શારદા-દુલારી-કરશો નહીં કંઇ ફીકર અમારી.
કાગળથી વાતો કરજો.
હેમ ખેમ જીતીને આવો.
તબીયત બેઉની સાચવજો....નથી.

શાન્તિ શાન્તિ શાન્તિ



મુદ્રણસ્થાન: વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ

મુદ્રક: કેશવલાલ સાંકળચંદ શાહ

સલાપોસ રોડ : અમદાવાદ